શ્રી ગણેશાયનમઃ

# પ્રવીણ-સાગર નાટકનાં

## ઉત્તમ ગાયનો.


રચનાર

કવિ ખીમજી વસનજી ભટ્ટ બગસરાવાળા



છપાવી. પ્રસિદ્ધ કરનાર,

વીઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળા

શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક.

ઠે. બંદરરોડ પારસી થીએટર. મુ. કરાંચી.





ધી માર્તંડ મુદ્રાલય પ્રેસમાં પટેલ. ભીખાભાઈ છગનલાલે

છાપ્યાં. ઠે. રતનપોળમાં મરચીપોળ-અમદાવાદ.

આવૃતી ૩ જી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

કીંમત ૦-૨-૦

## [illegible] મુંબઈ સરકારની

ગવર્નમેન્ટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી ડાકટરે અમારી બનાવેલી **બાદશાહી યાકુતી અનંગ વિલાસ**ની ગોળીઓ એનાલાઇઝ કરીને તેમાં કોઇપણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું **સરટીફીકેટ** આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થયેલા મોટા ડાકટરો, રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને ઇંગ્રેજ ગૃહસ્થો અને મોટા સરકારી અમલદારોમાં પણ બહુજ વખણાય છે.

# બાદશાહી યાકુતી.

## અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવીકારના તમામ બ્યાધી મટાડે છે. અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબલા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર. આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા દશ.

## બાદશાહી યુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે; અને તે નસોને પુ-પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આંઉસ એકની ડબીના રૂપીઆ આઠ તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

**ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ-કાઠીયાવાડ.**

# ચારૂતરનું અમૃતબિંદુ.

(અસલ માલ સરકારી રજીસ્ટર્ડ નં ૮૪૧-૧૦ વાળો)

સઘળા પ્રકારનો શરીરનો દુખાવો, લકવા સંધીવા, સુળ, ચુંક, ઉલટી, ઝાડો. મરડો કોલેરા. અરૂચી, અજીર્ણ ખાંસી. દમ, સળેખમ, સરદી, માથાનો દુખાવો દાંત કે દાઢનું કળતર. અવાળુનો દુખાવો, મોંમાંથી દુર્ગંધ છુટવી, મળચ આવવી, ખાટાં કે તીખાં ઘચરકા, કાનનું પાકવું, પરૂ વ્હેવુ, આંખો દુખવી, શરીરે સોજા આવવા ઘા લગવા, ઘસારા પડવા, હાથ પગમાં ચીરા પડવા. ઘાનુ પાકવું, ઘામાં જીવ પડવા, રાંઝણુ, નાસુર, પીનસ, સુસ્તી, બેચેની નબળાઇ, નામર્દાઇ હરસ,પ્રમેહ, ચાંદી, વિસ્ફોટીક, બરોલ, અંડવૃદ્ધિ, પ્રદરરોગ. કોઇપણ જાતના તાવ, વાળો, ન્હારૂ, વિગેરે અનેક રોગ આ એકજ દવાથી તત્કાલ દુર થાયછે, વળી ભમરી. મધમાખ, વીંછી, વિગેરેના ડંખ ઉપર આ એક જાદુઇ દવાછે માંકડ, મચ્છર, વંદા, કરોળીયા. કસારી. ઉધેઇ વિગેરે નુકશાનકારક જંતુનો નાશ કરે છે

સખતમાં સખત માથાનો દુખાવો માત્ર એકજ મીનીટમાં દુર થઇ જાય છે. માત્ર પેટની ઉપર ચોળવાથી પણ પેટમાંનો દુઃખાવો મટી જાય છે. પવન છુટવા માંડે છે. અને બાદી-બદહજમી દુર થાય છે. દાંત અને દાઢનુ કળતર એકજ મીનીટમાં શાંત પડી જાય છે વીંછીના ડંખ ઉપર તો તેનો ચમત્કાર અલૌકીકજ છે. ઉંચામાં ઉંચી જાતનાં કેઇપણ પેનકીલર કરતાં અમૃતબિંદુ ઘણી ઉંચી જાતની દવા છે. વિલાયતી દવાની દરેક દુકાન ઉપર તે વેચાય છે. હાલમાં તેની ઘટાડેલી કીંમત માત્ર રૂ ૧॥ છે. પોષ્ટેજ માફ

સીરનામુંઃ— "અમૃતબિંદુ" ઑફીસ—નડિયાદ.

# પ્રવીણ—સાગર નાટકનાં પાત્રો

## પુરૂષ પાત્રો.

મહાદેવ.......અજન્મા અવિનાશી જગતના આદીકરણ
વિકટાનંદ......શીવગણ, શ્રાપિત જન્મે રંગસિંહ
વિચિત્રાનંદ....શીવગણ શ્રાપિત જન્મે સાગર
નારદજી.......દેવઋષિ
નાતિપાળ....મંછાપુરીના રાજા, પ્રવીણના પીતા
સાગર..........નેહનગરનો યુવરાજ (પુર્વ જન્મે શીવગણ વિચિત્રાનંદ)
ભારતીનંદ....સાગરનો મિત્ર
રંગસિંહ......એક જાગીરદાર (પુર્વ જન્મે શીવગણ વિકટાનંદ)
સત્યસિંહ......રંગસિંહનો નેકી નોકર
મદનપાળ......રંગસિંહનો માનીતો સલાહકાર
ચંદ્ર............સત્યસિંહનો પુત્ર
પ્રભાનાથ......બદ્રિકાશ્રમ નિવાસી સિદ્ધ
પ્રદીપસેન......સાગરના પિતા

## સ્ત્રી પાત્રો.

પાર્વતીજી...મહાદેવ શંકરની વિભુતિ
ચિત્રકળા...શીવગણ વિચિત્રાનંદની પત્ની શ્રાપિત જન્મે પ્રવીણ
પ્રવીણ.......નીતિપાળની પુત્રી (પુર્વ જન્મે ચિત્રકળા)
પુષ્પા.......પ્રવીણની સખી
કુમુદ........મદનપાળની પુત્રી ચંદ્રની પત્ની
ગરજુ.......મદનપાળની સ્ત્રી
ડખાજાન...રંગસિંહની નાયકા
લલિતા
ચાતુર્કી } ગાયકાઓ

શિવગણો, સરદારો, સિદ્ધમંડળ, આચાર્ય, અપ્સરાઓ સખીઓ વારાંગનાઓ વિગેરે

સ્થળ— કૈલાસ, મંછાપુરી ને નેહનગર.

શ્રી ગણેશાયનમઃ

# પ્રવીણ--સાગર નાટકની

## પ્રવેશવાર ટુંક હકીકત



### મંગળાચરણ—વસ્તુ વિવેચન

### અંક પહેલો.

**પ્રવેશ ૧ લો**—શ્રીકૈલાસમાં શ્રીઉમા માહેશ્વરનું શિવરાત્રી મહોત્સવ પ્રસંગે શિવગણ વૃંદનું પુજન બાદ દોષિત ઠરેલ શીવગણ વિચિત્રા નંદ, ચિત્રકળા અને વિક્રટાનંદને શ્રાપ.

**પ્રવેશ ૨ જો**-જંગલ-રંગસીંહનો નિર્દોષ પંખીઓનો શિકાર, મુએલાં પંખીઓ ઉપાડી લેવા માટે યાત્રાએ જતાં બ્રાહ્મણ દંપતિ પર બલાત્કાર, અને મારેલો ચાબુકનો માર, સાગર કુમારનું અચાનક આગમન, બ્રાહ્મણનો બચાવ, અને રંગસીંહ સાગરને હાથે કેદ.

**પ્રવેશ ૩જો**-રસ્તો—ભારતીનંદ અને પુષ્પાની પ્રથમ પિછાણ.

**પ્રવેશ ૪થો**—જંગલમાં છાવણી સાગર પોતાની હદમાં વગર પરવાનગીએ આવ્યો અને રંગસીંહને કેદ કર્યો તેના ક્રોધ વિચારમાં મહારાજા નિતિપાળ, સરદારો સાથે સાગરનું આવવું-સાગર નિતિ પાળ વચ્ચે વીર વિવાદ બાદ રંગસીંહને બંધન મુક્ત કરાવી. સુલેહના પરિણામે અત્યાગ્રહથી સાગરને મિજમાન તરીકે નીતિપાળે પોતાની રાજધાનીમાં લઇ જવા.

**પ્રવેશ ૫મો મદનપાળનું ઘર**—મદનપાળની સ્ત્રી ગરજુ યૌવન બહારમાં ગત સ્થિતિ સાથે ચાલુ સ્થિતિની સરખામણી સંબંધે મદનપાળ તથા ગરજુની વાતચીત બંધન મુક્ત થએલા રંગસીંહનું આવી અપમાન થયાનું જાહેર કરી દીલગીર થવું. મદનપાળનો દિલાસો ભોળો રંગસીંહ નીચના નીચ દબાણમાં.

**પ્રવેશ ૬ઠો**—રાજમાર્ગમાં પ્રવીણુ આવાસને નજરબાગ—પ્રવીણની સખીઓ સાથે ગરબાની રમત મુગ્ધા પ્રવીણુની મીઠી મશ્કરી બાદ સાગર પ્રવીણનું પ્રથમ પ્રેમ દ્રષ્ટિ મિલન.

**પ્રવેશ ૭મો રંગસિંહનો મહેલ**—નીચની નીચતામાં દબાયલા રંગ સિંહની હજુરમાં સત્યસિંહ મદનપાળ દ્વારા ડખાજાનને બોલાવવી ડખાજાનની ગમતનો આનંદ.

**પ્રવેશ ૮મો પ્રવીણનો આવાસ**—પ્રવીણની સાગર પ્રત્યે પ્રેમ-લીનતા, છબી ચિત્રી કવિતા રચવાની પ્રવૃતિમાં પુષ્પાનું આગમન છબી કવિતા છુપાવવાનો પ્રયાસ યુકિતવંત પુષ્પાએ યુક્તિથી જોવું જાણવું પ્રવાસી ગાયકાઓનું આવવું રચેલી કવિતા ગવરા-વવી વિદ્વતા સાથે રસ અલંકારથી રચેલી કવિતા આપ લાભાર્થે લઇ ગાયકાઓનું જવું રંગસીંહનું આવવું પ્રવીણસાગર સાથેનો પ્રેમ જાણી પ્રવીણને દબાવવી અને ધમકી આપવી પુષ્પાને હાથે પ્રવીણનો બચાવ.

ટેબલો.

## અંક પહેલો સમાપ્ત.

# અંક બીજો.

**પ્ર. ૧ લો- મદનપાળનું ઘર**—મદનપાળને ત્યાં પત્ર આપવા કિશોરનું આવવું કુમુદાને પત્ર આપવો કિશોર કુમુદા વચ્ચે મીઠો વાર્તાલાપ અને ફરીથી મળવાનો ચોક્કસ ઠરાવ બાદ નિચની નિચતા સામે સત્યસિંહની સત્યતા નીચના દબાણથી રંગસીંહે સત્યસીંહને આપેલી રજા.

**પ્ર. ૨ જો સાગરનો રાજમહેલ**—સાગરની હજુરમાં આવી પ્રવીણ રચિત કવિતા પ્રવાસી ગાયકાઓએ ગાઇ તે સાગરનાં કદરદાન કદમાં ભેટ ધરી જવું સાગરને પ્રવીણની યાદ પ્રેમ બંધનમાં બંધાવું ભારતીનંદનુ સુચન પ્રથમ પ્રેમ પત્ર લખી તે પ્રવીણને પહોંચાડવા ભારતીનંદને મોકલવો.

**પ્ર. ૩ જો રસ્તો**—ભારતીનંદ બજૈયાના વેશમાં શિવપુજન અર્થે સખીઓ સાથે પુષ્પાનું નીકળવું સ્ત્રી કર્તવ્યનું વિવેચન બાદ પુષ્પાથી મળી ભારતીનંદે પત્ર આપી પ્રવીણ સાગર મિલાપનો યુક્તિ સંકેત જાણી જવું.

**પ્ર. ૪ થો પ્રવીણ આવાસ**—સ્વપ્નામાં સાગર સાથે થએલાં લગનના આનંદમાં પ્રવીણ સખીઓની ગમત બાદ લગ્નની અનુમતિ લેવા માજીનું આવવું, અયોગ્યથી લગ્ન ન કરવાની પ્રવીણની દ્રઢતા જાણી માજીનું જવું. બાદ ભારતીનંદ સાથે આવેલો સાગનો પ્રેમ પત્ર પુષ્પાએ પ્રવીણને આપવો.

**પ્ર. ૫ મો રાજ્ય બગીચાનો રસ્તો**—પ્રવીણ મિલન અર્થે સંકેત પ્રમાણે ભારતીનંદ સાથે સાગરનું હકીમ વેશે આવી માળીને

મળવું પ્રધાનનું આવવું, બિમાર પડેલી પ્રવીણુના ઉપચારાર્થે માન સહીત પ્રધાને નીતિપાળ પાસે હકીમ બનેલા સાગર ભારતીનંદને લઇ જવા.

પ્ર. ૬ ઠો **મદનપાળનું ઘર**—મદનપાળની ગેર હાજરી સબબ ગરજુનો અણગમો મદનપાળની પડુતા બાદ અવળાં કૃત્યથી અટકવું નહિ તો પરિણામ ખરાબ છે. એવી મહારાજા નીતિપાળની ચેતવણીથી ગભરાએલા રંગસીંહનું આવવું હિંમત મળવી ડખાજાનના નાચ મુજરાનો આનંદ છેલ્લે રૂખસદ પામેલા સત્યસીહને સત્ય ભાન કરાવવા આવવું.

પ્ર. ૭ મો **પ્રવીણનું શયન ભુવન**—સાગર વિયોગથી પ્રવીણુની અસાધ્ય બિમારી, પ્રેમી વિયોગે પ્રેમી હૃદયની વરાળ' પુષ્પાનું શાંન્તવન મહારાજા નીતિપાળના હુકમથી ઉપચાર કરવા હકીમ સાગરનું ભારતીનંદ સાથે આવવું ઓળખ મિલન હૃદયના ઉભરા નીતિપાળ આગમનના ખબર પ્રેમ મસ્ત સાગરનો અસ્થિરતા પ્રેમ હૃદયને ત્યજી હૃદય વગરના થએલ પ્રેમીનું જવું. પ્રવીણુની વિષપાન તૈયારી માતા પિતાનું આગમન અચાનક દૈવી શક્તિએ આવી સર્વની અજાયબી વચ્ચે વિષપાન ઝડપી લેવું.

ટેબલો

## અંક બીજો સમાપ્ત.



# અંક ત્રીજો.

**પ્ર. ૧ લો-જંગલ**—કુમુદાની સખીઓ સાથેની સાસુ વહુની રમત ચંદ્રનું આગમન બન્નેનો પ્રેમ વિવાદ અને માતાપિતાની આજ્ઞા મેળવી લગ્નથી ગુંથાવાનો દ્રઢ નિશ્ચય.

**પ્ર. ૨ જો મદનપાળનું ઘર**—નિચતાનું નીચ પરિણામ ! સત્યસીંહના સત્યબળે રંગસિંહને થએલી દુષ્ટતાનું ભાન મદનપાળનું મૃત્યુ, અને ગરજુ ખુરા હવાલે દેશ નિકાલ રંગસીંહના હૃદયનો પશ્ચાતાપ મદનપાળની અનાથ બાળા કુમુદાનું આવવું રંગસીંહ પાસે શરણ માગવું તેણીની કરૂણ વિનંતી પર ધ્યાન દઇ તેને સત્યસીંહને સોંપી પોતે છેલ્લે નિશ્ચય કરી સાગરની શોધમાં જાય છે અને સત્યસીંહ કુમુદાને પોતાને ત્યાં લઇ જાય છે.

**પ્ર. ૩ જો-સાગર ભુવન**—પ્રવીણ જુદાઇમાં સાગરનું શાન્તિહીન જીવન શાન્તિ મેળવવા માટે પિતાની આજ્ઞા લઇ ભારતીનંદ સાથે વૈરાગ્ય વૃત્તિથી સાગરે હરદ્વાર જવું.

**પ્ર. ૪ થો**—સત્યસીહનું મકાન ચંદ્ર કુમુદાનો પ્રણય વિનોદ.

**પ્ર. ૫ મો-જંગલ**—સાગર પર વેર લેવાની ઝનુનમાં રંગસીંહનું નીકળવું. ભારતીનંદ સામે મળે છે. બન્ને વચ્ચે વાદ વિવાદ થાય છે અને ભારતીનંદને હાથે રંગસીહનું મૃત્યુ.

**પ્ર. ૬ ઠો**—સિદ્ધ પ્રભાનાથનો આશ્રમ સાગરનું ભારતીનંદ સાથે પ્રવેશવું. શાંન્તાર્થે સન્યાસ દિક્ષાની પ્રાર્થના પ્રભાનાથ સિધ્ધે ભવિષ્ય કહી રાજધાનીમાં જવાની આજ્ઞા આપવી સિદ્ધિનો ચમત્કાર

પ્ર. ૭ મો—રસ્તો સાગર વિયોગે પ્રવીણના વિરહોદગાર ને ભારતિનંદનો મેલાપ—મહારૂદ્ર યજ્ઞમાં સર્વેએ નેહનગર આવવાનું આમંત્રણ.

પ્ર. ૮ મો—રાજદરબાર રાજા પ્રદીપસેનને ત્યાં યજ્ઞની પુર્ણાહુતિ નિતીપાળની સહ કુટુંબે હાજરી સિદ્ધ પ્રભાનાથનું પ્રગટ થવું. તેમની સમજાવટથી પ્રવીણ—સાગરનો હસ્તમેળાપ. પુષ્પાભારતીનો હસ્ત મેળાપ શુદ્ધ પ્રેમીઓની મહતા. પ્રવીણ--સાગરનું પુનઃ શિવગણપદને પ્રાપ્ત થવું. અને શ્રી ઉમા--માહેશ્વરનાં મંગળમય દર્શન સાથે પ્રયોગનું પુર્ણ થવું.

## અંક ત્રીજો સમાપ્ત.

## ૐ શાન્તિ ॥ ૐ શાન્તિ ॥



श्रीगणेशायनमः

# પ્રવીણ-સાગર નાટકનાં ગાયનો.

---

## અંક ૧ લો.

સુત્રધાર— ૧

વંદુ ભાવ ધરી શ્રી એકદંત
દિપી રહ્યા છે યશ દિગંત......ટેક૦
સર્વે કરે છે મંગળ સારૂં
કાર્યારંભે સ્મર્ણ તમારૂં
તેમ સ્મરૂં હું તજીને તંત......વંદુ—
રિદ્ધિ સિદ્ધિના આપજ દાતા
વિઘ્ન હરણુ ત્રિભુવનના ત્રાતા
માનુગણુ નાયક મહંત........વંદુ—

બાળાઓ— ૨

સાહેલીરે સાચા પ્રિતમને પિછાણીએ
ઓ આલીરે જીવનનો લ્હાવ એજ જાણીએ—
પ્રેમ પુષ્પ ખીલ્યું, કરમાવા ન દીજીએ,
પાત્ર ભેદ જાણી પિછાણી કામ કીજીએ
શુદ્ધ પ્રેમને પિછાણુ,

જગત લ્હાવ સત્ય જાણે
જાણીને પ્રીતી રસ પીજીએ........સા--

અપ્સરા— ૩

મહારાજ અમર હર ત્રિપુરારી
સ્મર્ણુ પ્રણવ પરિબ્રહ્મ હરિહર ત્રિપુરારી—મહારાજ
ઘટ રવી બિંબાકર આપનું,
તેજ વસ્યું છે સહુ ઘટઘટમાં ત્રિપુરારી—મહારાજ
અજરામર હરિહર બ્રહ્માની
ત્રિપુટી સાચી વસી રહી અમ ઉરમાં ત્રિપુરારી-મહારાજ

નારદજી— ૪

રટ મન રાધાવર રાધાવર,
જેના ઉદરે રહ્યું સમાઇ આ સઘળું સચરાચર...રટ૦
પરમ શાન્તિમય મોક્ષ મેળવવા શ્રીહરિની સેવા કર...રટ૦

પુષ્પા— ૫

ખીલી કુલવાડીનું કુલ ખીલ્યું બહારમાં:
પરદેશી પ્રેમી પ્રિતે સંભાળજો પ્યારમાં...ખીલી૦

ભારતી-ખીલેલું કુલ નહિં દઉં હું કરમાવા
પરાયા હસ્તે ન દઇશ હું જાવા,

પુષ્પા—વિદેશીરાજ પુષ્પોની પાંખડી ચુંથાય ના...ખીલી૦

ભારતી-કુસુમ કળી ખીલતી જોઇ આવ્યો,
ભ્રમર મધુ રસ ભો.........ગી
વિકસી કળી મધ નહિં આપે તો,
ભોગી બનશે રો.........ગી
( હવે પધારો, બસ જશોજ )......પ્રિતે

ગરજુ— ૬

જમાવું જબરો જોબન જંગ,
રસિલાથી ઉડાવું રંગ (૨) જમાવું૦
હંસ સરીખી મારી ચટકતી ચાલથી,
આશક અદ્ધર ઊડાવું જોડું જોડાવું રંગ. ઢંગ ..જમાવું
મીઠી મરમાળી મ્હારી અણિયાળી આંખથી,
કામ કટાક્ષે ભેદી,(૨) ઘાયલ કરૂં અંગ ભંગ....જમાવું

ગરજુ— ૭

આવો આવો અલબેલા સુજાણ
કરવું પ્રીતે પ્રીતિ રસપાન.........ટેક૦
મદન-પ્રેમ ઘેલો વિયોગી આવો આવો અલબેલી,
ગરજુ-પ્રેમ પ્યાસેથી જાયે આ જાન.......આવો
જાઓ સતાવો ગભરાવો નહિં જાન
મદન-જાય કદી જાન તોય થાઉં કુરબાંન......આવો

સખીઓ— ૮

સખીરી ઊગ્યો ઔષધ પ્રાણ
પ્રકાશે શીતળ ચંદ્ર સુજાણ
પદ્મિની વસી સરોવરે, નભે વસે પ્રિય કાન્ત,
અમીરસ સીંચી સ્નેહથી કાન્ત રહ્યો કાં શાન્ત ?
શીતલ કીરણ કેરૂં દાન, દઇ અમીરસ પાન,
કરો સ્નેહ જલે સ્નાન,
સકલ સૃષ્ટિની દાઝ ઝટ અંતરમાં લીજીએ,
ટાળી દાહક તાપ સુખકર શીતળ કીજીએ
કૃપા કરો હૃદય લીયો બળતી ઉગારી
પ્રેમ ધરો ને ભય હરો......શીતળ ચંદ્ર

ડખાજાન— ૯

દીલહર લીનો ભાંકે ને નાંસે ઘાયલ કરકે ગયો,
કાટ કલેજા મેરા હાજીર કર દઉં
તોભી ચલે ગયો પ્યારરે........ઘાયલ૦
હીરદે કમલમેં આગ લગી હય
કબ નિરખું એ ચિત્ત ચોરરે......ઘાયલ૦

ગાયકાઓ— ૧૦

કટિ ફેંટ છોરનમેં ભ્રકુટીમરોર નમેં
શીશ પેંચ તોરનમેં અતિ ઉર ઝાયકેં
મંદમંદ હાંસનમેં બરૂની બિલાસનમેં
આનન ઊંજાસનમેં ચકચૌંધ છાયકે
મોતી મનિ માલનમેં સોચની દુસાલનમેં
ચિકુટીકે તાલનમેં ચેટકલ ગાયકે
પ્રેમ આનદે ગયો ન જાનિયેં કિતે ગયો
સુપંથી મન લે ગયો ઝરોંખે દ્રગ લગાયકે

પુષ્પા— ૧૧

ધીરી તું ચાલ થા ન ઉતાવળી
શીદ અલી આજે બને છે તું બ્હાવરી...(૩)

પ્રવીણ—મ્હારૂં અંતર હુલસાય
હૃદય કાંઈ કાંઈ થાય;
અલી શાને બને છે તું વેવલી

પુષ્પા—દીસે હરખાતી આલી તું બેવડી...(૩) ધીરી૦

**અંક પહેલો સમાપ્ત.**

# અંક બીજો.

કુમુદા— ૧૨

હાંરે મારૂં જોબનીઉં ખીલી કરમાય
અંતર અતિ હુલસાય
આજ મારૂં હૈયું અતિ હુલસાય...હાંરે૦
ખીલી રૂપાળી યૌવન પુલવાડી
માળી વિના કરમાય
વાડી મ્હારી વ્હાલા વિના વણુસાય...હાંરે૦
લાગી લગનની લગની લાખો ગણી
રતિ અતિ ઉભરાય
રતિ રસે ચુંદડીઓ મારી ભિંજાય...હાંરે૦

કુમુદ-કિશોર— ૧૩

વાહવાહ વચન દીયો છો વ્હાલું વરતન ભુલીના જશો
બોલ્યું વચન સદા પળનારા,
છે નરવીર પ્રભુને પ્યારા
વીરલા વચન પાળવા વદ્યું વાકય ભુલી ના જશો
કિ૦—"રામ સગર વચને બલિહારી
ભુલાય નહિ નીતિની કયારી
એક વચનની ટેકજ મ્હારી
કુ૦—"વાહ તમારી બલિહારી......વાહવાહ૦

ગાયકાઓ— ૧૪

સુગંધ સમીર જૈસે હંસ બાર છીર જૈસે
ભુજલ મિહીર જૈસે મચુપી ચઢાયકે

પારદ કુમારિ જૈસે હુરી સ્વાંતધાર જૈસે
અંભ્ર જોનસાર જૈસે ધુમ ઊર ઝાયકે
ઉકિત એક દંત જૈસે શુદ્ધ બોધ સંત જૈસે
મિત બાત મિત જૈસે સેનન જનાયકે
પ્રેમબાન દેગયો નજાનિયે કિતે ગયો
સુપંથી મન લે ગયો ઝરોંખે દ્રગ લગાય કે."

સાગર— ૧૫

પ્યારી પ્રમદા પ્રાણ પ્રવીણ મળ્યો પત્ર પ્રિયકરનો
દૈવી પ્રેમ તમોને અર્પી આરાધું હૃદયેશ્વરી
તમ વિણ તન આ તલસે હાય નયને નિહાળ્યે શાંન્તિ થાય

પુષ્પા-સખીઓ— ૧૬

ચાલો ચાલોને શીવ પુજવા સાહેલીરે
જઇએ સહુ મળી સાથ સ્મરિયે દીનાનાથ....ટેક૦
અખંડ જ્યોતિમય હરિ અગમ નિગમ પરિબ્રહ્મ
સ્વયં પ્રકાશી સદા શિવે ધરી ઉમિયા અર્ધંગ
એવા હર સોહામણા
સ્વયંભુ ૐકાર ત્રિભુવન સાર... ચાલો૦

પુષ્પા— ૧૭

સુખી સંસાર શાણી નારીથી જણાય છે સાંભળો બેન (૨)
ગુણી ગૃહિણીએ ગૃહ રાણી ગણાય છે....સાંભળો બેન (૨)
શાણી સ્ત્રી સાસરિયે સંપથી ફરે છે.
ઘરનાં સૌ કાર્યમાં એ શર્મ ના ધરે છે
સ્ત્રીઓ સદગુણી એ તો સાચી સુખ લ્હાણુ છે
સન્નારીથી સદાય ઊગે કુળ ભાણુ છે

૧૮

પુષ્પા૦–“પધારો પરદેશી ના દેશો નિર્દોષીને દોષ,
ભા૦–“આણો શીદ મુજ પર રોષ.........પધારો
ખીલ્યું યૌવન પુર મ્હારમાં સંભાળી—અરે તુ
જાદુગારી જાદુ કરીકાં ચાલી દઇ ઉત્પાત—પધારો
કુ૦–“ રઢિયાળા આ રાજ માર્ગપર થાય ન આવી વાત....
—અરે કદી—
કરશે કરૂણા કેશવજી તો થશે મનગમતી વાત–પધા

પ્રવીણ— ૧૯

સાગર ઝટ ચડજો વારેરે.......પ્રિયતમજી પ્યારા—
વિશ્વાસે રહીશ તમારારે.....પ્રિયતમજી પ્યારા—
વ્હાલાજી મારે સગપણ તમારૂં એક સાચું,
બીજું છે સર્વે કાચું રે...............પ્રિત—
શરણાંગત કેરી સંભાળ સ્વામિજી લેજો: મ્હારા,
આ પ્રવીણ હૃદય વસનારારે............પ્રિત—

૨૦

મદન–‘શાને રિસાયે તું કામિની !
કહે અલી શાને રિસાયે તું કામની
હું તો માળા જપું છું તુજ નામની......કહે
ગરજુ–“ મારો છો શાને આ વેણુ તણાં બાણ,
કુણી કદળી કુહાડે નાખો હાણી......શાને
મદન–“ માન પ્યારી મ્હારી ઓ ગોરી ગુલજાર
ગરજુ–“ ભલે આવો વધારો પ્રિતી ઘણી—શાને૦

ડખાજાન—　　　　　　２૧

લગન મોહે લાગીરે બાલાપનમેં
લગન મોહે લાગી કટરિયાં મોહે લાગીરે....બાલા—
બિરહ જગાવે તન અકુલાવે
રસિલેકી રંગવાકી કટરીયાં મોહેલાગીરે ......બાલા—
પતિયાં પઠાવો બૈદ બુલાવો
જાદુકી ચોટ મારી સાંવરીયેને ભારીરે........બાલા—

પ્રવીણ—　　　　　　２૨

પ્રિયતમને પામી પુરા પ્રેમથી, પ્રિય ઘેલી દારા
પૂજારી થઇ પ્રિય પ્રાણની પૂજુ હું પ્યારા—
કાન્ત કળાધર મ્હારા, સ્વીકારો રજની દારા.
સેવું સ્વામિને દિન જામિની માનીને મ્હારા...પ્રિય—
સાગર-નવલ કિશોરિ નારી, સાગરની પ્રેમી પ્યારી
હૃદય પ્રતિમા સ્થાપું પ્રેમથી મુજ પ્રવીણ દારા...પ્રિય—

２૩

કુ૦-પ્રિયતમજી છો પૂરણ પ્યારા સુંદર સુખકર ભાણ છો.
કિ૦-પ્યારી કુમુદા ખરે તમે તો લલના લજ્જા લ્હાણ છો-પ્રિ૦
કુ૦-વાહવાહ વલ્લભ વનિતા કેરા, પુરણ પ્યારા મનહર મારા
વૈભવ સુખનું વહાણ છો—　　　　પ્રિ૦
કિ૦—માતપિતાની ઇચ્છા પુરી, અંતરની આશિષ મધુરી
લઇશું રાખો લ્હાણુંજો—　　　　પ્રિ૦

２૪

ગરજુ—મોજ મજા માણીએ માનીતા મારા,

છોગ્જી છોગાળા, વિલાસી છો વ્હાલા........ ટેક૦

મ૦—લટક મટકથી ચાલો, મલકાતી મોહિની,
માની મેમાનને મનાવા— મોજ૦

ગ૦—રંગે રંગાવી, અનંગે જગાવી,
લટુ આ લાલને બનાવા— મોજ૦

૨૫

કુમુદા—થયાં હા માત પિતા ન્યારા,
હાય રહી હું એકલડી અહીં અબળારે બાળા—
દયાળુ દેવ તમે મ્હારા,
સંકટ ટાળો પાળો પ્રેમ કરગરૂં હું બાળા થયાં૦
નથી કો, મોસાળે મ્હારૂં,
હાય નથી કોઇ, સ્નેહી સગાં કે સાસરીયું પ્યારૂં—
વિપતની વાતો કોને કહું,
હાય કરૂં શું કન્યા નાની કોને ત્યાં જઇ રહું?—

૨૬

સાગર—હૃદયમાં હિંમત રહે નહિ જરી,
અનંગ સતાવે ભાન ભુલાવે, સાન ગયો વિસરી--હૃદયમાં૦
વન:ઉપવન તરૂની કુંજોમાં, ચેન પડે ન જરી,
પ્રિયા વિરહથી પ્રેમી કેરૂં, દૈવત જાય સરી—હૃદયમાં૦

સાગર— ૨૭

સુણજો સજ્જન સાનમાં બંધુ મારારે,
માયા કોઇની ન થઇ, ન થશે બંધુ મારારે—
ફોગટ ફાંફાં મારશું બંધુ મારારે.

નહિં કોઇ આવે સાથ સમજો બંધુ મારારે—
દીન દયાળુ પ્રભુ ભજો બંધુ મારારે,
અંતે આવે સાથ સમજો બંધુ મારારે—

૨૮

કુ૦"હું સ્નેહ ધરી સાસુની સેવા કરીશ,
શાણી થઇ સાસરિયે સ્નેહથી ફરીશ...હું—
નીતિ રીતિને વિનય વિવેકે—
ગુણિયલ ગોરી કરે ઘર કેરૂં કામ........
દિયર જેઠાણી નણંદ સેવુ સદા
નારીને નાથ એજ મુક્તિનું ધામ......

૨૯

કુ૦-હજુ હું તો છું નાની બાળ ચતુર તજો ચાળા તમે
કિ-આમ ખોટાં ચડાવતાં આળ.
શિખ્યાં છો કયાંથી બાળા તમે
કુ-આડો નસાડી સટકી જાશો, વિખાશે મારા વાળ
કિ૦-પાણી તણુ પુર આવ્યાં
પહેલાં પાળ શીખ્યાં છો બાંધત—
કુ-સાંખી શકે કેમ આવી નિર્લજ્જતા સુંદરીયો શરમાળ—

સાગર— ૩૦

સ્વપ્ન સમી છે સહુ માયા
નર રઘવાયા મિથ્યા સુખના મોહે લપટાયા......ટેક
મૃગજળ જોઇ મૃગ ધાયા,
પ્યાસી મનડું ત્રપ્ત થયું ના અંતે પસ્તાયા...સ્વપ્ન

૨૧

સાગર સંસારે ન્હાયા,

દુનીયાં ફાની સત્ય એ માની હરદ્વારે ધાયા......

૩૧

કુસુમા— આવો આવો રસિલા રાજ

વ્હાલા હૈયાના હાર;

ભાર— શાણી સુંદરિ સુજાણ........આવો

કુ૦— થયો પ્રિયનો મેળાપ ગયાં, શોકને સંતાપ

ભા૦— એ સૌ પુષ્પનો પ્રતાપ......આવો આવો

ખારા સાગરમાં ભળિયાં મીઠાં સરિતાનાં પાણી,

કુ— શાણા શોખીલા રાજ પુરી ચાલાકી જાણી......

એ સૌ પુષ્પનો

વારાંગનાઓ— ૩૨

મોરે ઘરન આયોરે સાંવરીયો

દુલારો નંદન આયોરે... ...સાંવરીયો—

તલફ તલફ સારી રેન ગુજારી સારી હાં—

બાલમ નહિં આયોરે.........સાવરીયો

બ્રિજકી નવેલી, યૌવન ખીલી......હાં

કબુન કાનો આયોરે........સાવરીયો

સર્વે— ૩૩

ધન્ય ધન્ય પ્રવીણ પરમ પુનિત આર્ય નારી

ધન્ય રાય સાગર કુમાર સ્નેહ ધારી—

વિજય વિજય સત્ય પ્રેમનો સદાય થાયે.

આર્યમાં ઉપજાવો પ્રભુ પ્રેમ એ સદાયે—

ૐ શાંન્તિ ।। ૐ શાંન્તિ ।।

## વગર ઇજાએ વાળ કાઢવા માટે.

# બાદશાહી સાબુ.

**બાદશાહી સાબુ**—સફાઇથી વાળ દુર કરવા માટેજ છે.
**બાદશાહી સાબુ**—ચામડીનો અસલી રંગ રાખે છે. કાળી પડતી નથી
**બાદશાહી સાબુ**—હીંદુસ્તાનમાં હજારો દુકાનોપર મળે છે.
**બાદશાહી સાબુ**—વાપરનારાઓ સંપુર્ણ સંતોષ પામ્યા છે.
**બાદશાહી સાબુ**—ચામડીનાં તમામ દર્દ નાબુદ કરે છે.
**બાદશાહી સાબુ**—હર હપતે વાપરવાથી નુકસાન થતુંજ નથી.
**બાદશાહી સાબુ**—ગુપ્ત ભાગોના વાળ સારી રીતે કાઢે છે
**બાદશાહી સાબુ**—ત્રણ સાબુના બોક્સ એકનો રૂ.૧) પો. ચાર આના

હીંદુસ્તાનમાં જગે જગે વેચાવા માટે એજન્ટો જોઇએ છે.

## સફેદ વાળ કાળા કરવા માટે.

# બાદશાહી હેરડાઇ.

આ ખીજાબ એકજ વખત લગાડવાથી સફેદ વાળ કાળા કુદરતી રંગ જેવાજ થાય છે. અને મહીનાના મહીનાઓ સુધી કાળા રગના માલુમ પડે છે. બાદશાહી હેરડાઇથી લાલ પીળા રંગના વાળ નહી થતાં અસલ કાળા સુંવાળા વાળ થાય છે.

કીંમત બાટલી એકના રૂા ૦—૧૨—૦ પોસ્ટેજ જુદું.
,, ,, ત્રણના રૂા ૨—૦—૦ ,, ,,

સર્વે જાતનો માલ મળવાનું ઠેકાણું.

**સી સી મહાજન એન્ડ કું. શેખમેમણ સ્ટ્રીટ મુંબઇ.**

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોનાં ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કિમતે રોકડેથી મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કિંમત. |
|---|---|
| બિલ્વમંગળ ઉર્ફે સૂરદાસ........ | ૦—૨—૦ |
| શ્રી ભક્તિવિજય... ... ... ... | ૦—૨—૦ |
| સુરેખા હરણ ... ... ... ... | ૦—૨—૦ |
| નાગર ભક્ત... ... ... ... ... | ૦—૨—૦ |
| નીલમ માણેક. ... ... ... ... | ૦—૨—૦ |
| યોગકન્યા ... ... ... ... ... | ૦—૨—૦ |
| મનહરમેના ... .... ... .... ... | ૦—૨—૦ |
| મહાશ્વેતા—કાદમ્બરી. .... .... ... | ૦—૨—૦ |
| જોહરે શમશીર ... ... .... ... | ૦—૨—૦ |
| શ્રી જયમતી.... ... ... ... ... | ૦—૨—૦ |
| માતૃપીતૃ ભક્ત પુંડરીક... ... .. | ૦—૨—૦ |
| ઉર્વશી—પુરૂરવા ... ... ... ... | ૦—૨—૦ |
| હોથલ પદમણી ... ... ... ... | ૦—૨—૦ |
| જેસલતોરલ... .... ... ... .... | ૦—૨—૦ |
| બીરબલ બાદશાહ... ... ... ... | ૦—૨—૦ |
| પ્રવીણસાગર... ... ... ... ... | ૦—૨—૦ |
| કનક—કેશરી... .... ... ... ... | ૦—૨—૦ |